# अहि महि रावण आख्याननां

# ગાયન.



રચનાર

**મગનલાલ લક્ષ્મીચંદ શાહ.**

છપાવી પ્રસિદ્ધ કરનાર

**એચ. બી. એસ. કુંપની.**



**અમદાવાદ.**

રીચીરોડ ઉપર "સત્યપ્રકાશ" પ્રેસમાં

બુલાખીદાસ નારણદાસે છાપ્યાં.

સંવત ૧૯૪૬ સને ૧૮૯૦

કીમત ૨ આના

૪૩૩૨

# अहि महि रावण आख्यानना गायनो.

## ઈશ્વર સ્તુતિ*

**સર્વપાત્રો**-છે જન પાલક ટાળક દુઃખનો; (એ રાહ).

પરમકૃપાળુ છો વિશ્વેશ્વર, દીનબંધુ છો ઈશ્વરા.
અમારી કાપો કુબુદ્ધિ; સત્વર આપો સુબુદ્ધિ;
ભરત ભૂમિમાં સ્થાપો નીતિ, કૃપાકરો ધરણીધરા. દીન. ૧
વિસરીએ નહિ કો દિન કદા, અન્યાય અનીતિ તજીએ સદા;
આર્યોને આપો સુબોધ, આર્ય બંધુનો ભાગો વિરોધ;
અકર્તવ્યનો નથી થાતો નોંધ, એ છે નીતિ દાસ ઈશ્વરા. દીન. ૨
સર્વવ્યાપક સર્વજ્ઞ પ્રભુ, અશરણને શરણ વિભુ;
અસત્ય કાપીધો ગુણ જ્ઞાન, આર્યો સ્વરૂઢિનું ભૂલ્યા ભાન;
સ્થાપો અમમાં દેશાભિમાન, સ્તુતિ સ્વીકારો પરમેશ્વરા. દીન. ૩

## મંગળા ચરણ*

શાર્દુલ વિક્રીડિત વૃત.

હે દાતા સુખ સર્વના જગતણી, કેવી કરીછે કૃતિ;
પૂણી કીધી મયૂર ચાતક તણી, અંગે અતી શોભતી;
માયા શી મનુષ્યો તણા ઉર વિષે, આપે ઉતારી પ્રભુ;
જીહ્વાએ કવિ કોઇ કીર્તિ કથવા, ધારે ન શક્તિ વિભુ; ૧
તારા, સૂર્ય, શશી, તથા સકળ આ સૃષ્ટિ મહીં ખામી શું!
રાજા, રંક સમગ્ર, પક્ષિ, પશુનો ભર્તા અવિનાશી તું;

સુરેન્દ્રો, અસુરોજનો તમ વિના, જાણે ન દાતાર કો;
શાંતિધો સહુ આર્યને કરી દયા, આ સ્તુતી સ્વીકારશો. ૨

# अंक १ लो. પ્રવેશ ૨ જો.

**ઈંદ્ર**– (પકુક્ષું વિખુટા, પ્રિયા સંયોગથી તારા.) એ રાહ.

કોણ કરેછે તપ આવું, જેથી ડોલે આસન;
જાઓ ને તમ અતરેથી, શું વિચારો મન?—કોણ૦ ૧
જ્યાં હોય ત્યાં જાઓ દેવો, તપમાં પાડો ભંગ;
સહાય કરો જઇને દેવોને, અપ્સરાઓ સંગ. કોણ૦ ૨
આ સમયમાં અસુરો, કરેછે તપ બહુ;
અન્ય અન્ય વેળાએ, પીડેછે આવી સહુ. કોણ૦ ૩
ભોળાનાથ થઇને ભોળા, આપેછે વરદાન;
વરને બળે દુઃખદેછે, દૈતો કાળ સમાન. કોણ૦ ૪
દશાનનને વર આપ્યો, કરેછે પીડ કેવી;
તેનું દુઃખછે સર્વને, સંસાર જાળ એવી. કોણ૦ ૫
ત્યાં જઈને તમો સર્વે, કરજો છળભેદ;
કામ સિદ્ધ કરીને આવો, થાયે ભારી ખેદ. કોણ૦ ૬

**દેવો–તથા અપ્સરાઓ.** (ઉપલી રાહ)

સોચ ન કરો સુર રાજ, થાઓને નચિંત;
તપશ્ચર્યાથી મુક્ત તેને, કરશું ખચિત. સોચ૦ ૧
જુઓ! મહાઋષિઓનાં, અમ મુકાવ્યાં પણ;
તો શક્તિ શું છે? અન્યની, કેટકે એક ક્ષણ. સોચ૦ ૨
ધીર ધરોને મહારાજ, જઇએ સૌ આવાર;

તપ છોડવવાને વિલંબ, કરશું નહીં લગાર. સોચ૦ ૩
વાપરશું ચાતુર્યતા, ન રાખશું કચાશ;
આપ સુખે રહો અત્રે, પ્રભુની રાખી આશ. સોચ૦ ૪
આજ શ્યામ મોહેનીકી બંસરી બજાઈ. ( એ રાહ. )

# પ્રવેશ ૩ જો.

અપ્સરા—બોલો બોલો સ્વામીનાથ, અહો આપ ગારો હાથ;
દયાળુ છો આપ અતિ, દાતા સુખ કેરા પતિ. અહો.
ધૈર્યતા આપોને સધ, વિરહિ દારાને અઘ. અહો.
ઘણા દિને દર્શન પામી, ચિંતાને ત્યાગુંછું સ્વામી. અહો.
અર્ધાંગનાનું કષ્ટ કાપો; અત્રે મુને સુખ આપો. અહો.
થયાછો નિર્દય કેમ; લાવો કાંઇ નાથ રહેમ. અહો.

## સીતારના મહીનાનો રાગ.

અપ્સરા—અરજ મારી સ્વામીનાથ, નથી કેમ સ્વીકારતા?
વિસારીછે મુને એમ, ભાસેછે વિચારતા. અરજ. ૧
ધ્રુજુંછું આ વન માઝાર, જોઇ ચિત્તા વાઘરે;
વળી સુણું ભયંકર શબ્દ, વિરૂદ્ધ કયે કાગરે. અરજ. ૨
અત્રે બિરાજ્યા છો કેમ, કહો મુને નાથરે;
રાજ થાયછે પાયમાલ, ચાલો મારી સાથરે. અરજ. ૩
પ્રજા સહેછે અતી કષ્ટ, તેની દયા લાવોને;
ન્યાયી રાજા કેરા ધર્મ, પધારી બતાવોને અરજ. ૪
વન વિષે શુંછે સુખ, તજ્યા કેમ રાજ રે?
બહુ બીહામણું આ રાન, શુંછે અહીં કાજરે; અરજ. ૫
અરજ સુણી પધારો આપ, બાગ માઝારરે;
સત્ય લેખાય ત્યારે સ્નેહ, પ્રિય પ્રાણાધારરે અરજ. ૬

મહીશાશણ- ઢાંઢી.

શંભુ! સ્વીકારો, અર્જહું ઉચારૂં,
એપ આપ દર્શનથી, કાર્ય થયું ગારૂં;
આજ ખચીત ગયું, સંકટ અકારૂં: શંભુ!
માગુંછું હું એટલું, ભોળાનાથ આપો,
અસહ્ય કષ્ટ જન્મ, મરણ કેરૂં કાપો;
બાળપે કૃપા કરી, હસ્ત શિરે સ્થાપો; શંભુ!

# પ્રવેશ ૪ થો.

ચંદ્રસેના-દંપતીના સ્નેહ કેરી અજબ ગાંઠ એક (એ રાહ.)

ધન્ય ધન્ય જન્મ મારો, દર્શન પામી કાંત;
ઘણે માસે પતિ પધાર્યા, ચિત્ત કરવા શાંત; ટેક.
ક્યાં પધાર્યા'તા પ્રીતમ, છોડી વૈભવ રાજ;
આપને વલ્લભ અતિ, હતી સદા સમાજ. ધન્ય. ૨
આપની હું દાસી પ્રિય, રહેતી નિત ઉદાસ;
શાને કાજે છોડી કીધો, અન્ય સ્થળે નિવાસ. ધન્ય. ૩
રાહ ઘણા દિન જોઈ, કૃપા ન કીધી નાથ;
સ્વામી વિના ચેન નહીં, હમેશ રાખો સાથ. ધન્ય ૪
પ્રાણ પ્રિય છો માયાળુ, સદા રહેશો પાસ;
ક્ષણ ન કરશો અળગી, રાખુંછું એવી આશ. ધન્ય. ૫

મહીશાશણ- સીંહાનો કનરો.

પ્રાણ પ્રિય મારી નહીં ગભરા તું, હમેશ રહીશ હવે અહીંયાં હું. ૧
અદ્‌ભૂત રચના જોવા ઇશ્વરની, મન લલચાયું તેથી ફર્યો હું. ૨
કીધોછે નિશ્ચય સત્ય માનને, રહીશ સમિપે સદા તારી હું. ૩

**મહીશવાસ**—આમરફળ આવ્યું આ (એ રાહ.)

પ્રફુલ્લિત ચિત્ત મારૂં, જોવા ચાહે બહારરે;
સુંદર રચના રચી, આપે જગદાધારરે. પ્રફુ. ૧
ગમોતો અરણ્ય વિશે, માનું શંભુ નો આગારરે;
ખરી ખૂબી અરણ્યની, અન્ય સ્થળ અસારરે. પ્રફુ૦ ૨
હજુ મમ ચિત્ત ચાહે, જોવા લીલા અપારરે;
મયૂર ચાતક અતિ, અન્ય પક્ષિનો નહીં પારરે. પ્રફુ૦ ૩
કોકિલ સ્વરની મુને, સ્મૃતિ થાય આ વારરે;
સિંહ, ચિન્તા દેખી કાયર, નાસે તેણી વારરે. પ્રફુ૦ ૪
અધિક કથવું શુંરે, ઈશ લીલા અપારરે;
વર્ણવાને જીવ્હા શક્તિ, ધારે નહીં લગારરે. પ્રફુ૦ ૫
શંકર દયાળુ અતિ, કરે સર્વનો ઉદ્ધારરે;
માગુછું હું તેની પાસે, સુખ ઘો અપારરે. પ્રફુ૦ ૬

**ચંદ્રસેના**— સોહાનો કનરો.

અરણ્ય લીલા એ છે પિયુ મારા, અત્રે વશી નયન ઠારોને
પ્યારા. અરણ્ય. ટેક.

તે સ્થાન વિશે વસે પશુઓ, દ્વિજ પક્ષી ને વૃક્ષ અપારા.
તપસ્વીને વ્રતધારી વસે ત્યાં, લેખી સંસાર–સુખને અકારા.
ઉચિત નથી ત્યાં રહેવું મનુષ્યે, સત્ય વદુછું પ્રાણ આધારા.

**ચંદ્રસેના**— **ભુપ કલ્યાણ.**

હર્ષ છે સર્વત્ર, અતિ સુખ સ્વામી અત્ર; જન્મ સફળ કીધો
મારો, આપે શિરછત્ર. હર્ષ૦ ૧
પ્રીતમ આજે કરાવ્યું, પ્રીત કેરૂ પાન;

આપનાં વચન લાગે સુધાની સમાન. હર્ષ છે ૨
નહિં જોઇએ અમારે, મમ અને દાગ;
તેમ નહિં અધિકાર, ને વિશાળ ધામ. હર્ષ છે. ૩
માત્ર પતિકેરો પ્રેમ, એજ છે જીવન;
પતિ પ્રેમ વિના બાસે, શુન્ય સૌ ભુવન. હર્ષ છે. ૪
આનંદી ત્રિયાની જાત, દેખે કંથ પ્રેમ;
તો તે સદા મગ્ન રહે, એ સંસારી નેમ. હર્ષ છે. ૫
સંસાર વિષે અમારે સ્વામી સુખનું ધામ;
સ્વામીથી મળે અમોને, જાણુ હામ દામ. હર્ષ છે. ૬
વધારે કથવા શક્તિ, છે નહિં અપાર;
પતિ વિના જુજ ક્ષણો, જાણું હું અસાર. હર્ષ છે. ૭
મારી અરજ માન્ય કરી, થયો છે આનંદ
આપથી પ્રીતી એવી છે, પોયણી ને ચંદ્ર. હર્ષ છે. ૮

**મહીરાવણ—** ઉપર પ્રમાણે.

સુખકારી ધાર, પ્રિયા મારી આ વાર;
પ્રિયા તુજ પ્રેમ ખરે, અતુલ્ય છે અપાર. સુખ૦ ૧
ગુણ રૂપમાં તુ અતિ, પ્રિયા મારી પ્રાણ;
સદા રહો સાથ મારી, સુખ કેરી ખાણ. સુખ ૨
તુજ મુખ શશી સમ, નેત્ર જાણે બાણ;
દંતહાર અને ઓષ્ટ, આનંદકારી જાણ. સુખ૦ ૩
વાણી અતિ મધુર લાગે, સ્વર કોકિલ સમાન;
વેણી જોઇ મણીધર, છંડે તરત ગુમાન. સુખ૦ ૪
કટિ ન્યારી ને લજ્જિત, થાયે વનરાજ;
જંઘા કદળી સમાન, ચાલ ગજરાજ; સુખ૦ ૫

કહું કેટલું વર્ણન, ખામી નથી લગાર;
જે નર આવી પામ નાર, તે સુખ પામ્યો સંસાર સુખ. ૬

## અંક ૨ જો. પ્રવેશ ૧ લો.

**રાવણ-** (ચંદ્રમુખીને એકલી એ રાહ)

હું રાવણ લંકાપતી, થયોછું દુઃખીઓ ભારી;
ઉપાય શો શોધવો, મૂઝાઈ ગઈ મતિ મારી. હું રાવણ.
પ્રિય પુત્ર ને વળી, બંધુ કુંભકર્ણ મુઓ;
નાશ થયો બહુ સૈન્યનો, ત્રિપુરારી સાગ્રુ જુઓ. હું રાવણ
યોદ્ધા સર્વે ને સગાનો, સંહાર શત્રુએ કીધો;
જેની આશા હતી તેણે, સ્વર્ગમાં વાસો લીધો. હું રાવણ.
શત્રુઓના છોડે કેડ, સીતાને લઇ જશે;
વાનરો કાયર નહીં, રામ છે તેથી થશે. હું રાવણ.
માટે તેને મારવાનો, ઇલાજ અત્રે હું લહું;
વિનાશ તેનો કરવા, શેષ સૈન્યને કહું હું રાવણ.
ચિત્તે ઉદાસી લાગેછે, જય મારો નહીં થસે;
શંભુ સહાય થાઓ દીન, દુઃખમાં ડુબી જશે. હું રાવણ.

## પ્રવેશ ૨ જો.

**મહિરાવણ-** ચોપાઈ છંદની ચાલ.

પ્રિય મહિકાવતી કે રાય તુમતો મિત્ર હમારા કહેવાય;
તુમપે એક કાર્ય ભેજતે, કયોં કે અપુન તો એક હે.
રામ ઔર લક્ષમન દો ભાઈ, ઉનકો હરન કરના અબ જાઇ;
ઇતના કાર્યો કરોગે જબ, ભાકુ સેન પડેગા તબ.

દેખો મિત્રકા કૈસા ધર્મ, કહેવે મિત્રકો દિલકા ગર્મ;
સચ જાનના તુમકો હો મિત્ર, હે આપની મિલાઇ પવિત્ર.
ધનસે ચહાઈએ સહાય કરના, પત્રકી બીના દિલપે ધરના;
તુમ શાને કો કયા જયાદા લીખે, હમતો અબ સોવેંગે સુખે.
બપા કાર્ય જાનતા સચ્ચા, કયોં કે તુમ ન રખોંગે કચ્ચા;
આગ તુમકો પ્રનામ કરતે, હમારે ચિત્તમેં સંતોષ ધરતે.

# પ્રવેશ ૩ જો.

**ચંદ્રકોના—** દક્ષણી રાહની લાવણી.

સુણ દાસી મુને, નાહીં પડે ચેનરે. સુણ દાસી.
ન પધાર્યો પતી, મુઝાય મતિ, કુતર્કો અતિ, વિરુદ્ધ કૃતિ,
લાગે ક્રુરકે નેનરે સુણ દાસી.
કેમ આજે જશે સુખમાં સારી રેનરે.
વિલંબરાજ, શાને કાજ; આબાદતાજ, રેહેશે લાજ;
શું થશે હવે બેનરે? સુણ દાસી.
આ શું ભાસે છે, ઘેરાણી તર્ક શેનથી;
અરે ઓ કાંત, ધરોને શાંત, મગાવા ખાંત, અસત્ય ભ્રાંત,
થવાથી બોલી વેણરે; સુણ દાસી.

**દાસી—** ઉપર પ્રમાણે.

આમ ના કરો. બાઇ ધૈર્ય ધરોરે. આમ.
ચિંતા અપાર, દુઃખકાર, કરો ના આવાર, ધરી સંગાર,
સુખ ચિત ધરોરે; આમ ના કરો.
મુક્ત કુતર્કોથી, અભય ચિત્ત કરોરે;

તકા બાનાર, અસત્ય અપાર, જાણે અસાર, પ્રાણાધાર;
પધારે છે ના ડરોરે. આમ ના કરો૦

**મહિશાવણ—** સીંહાનો કનરો.

શોકમાં ગરકાવ છો મમ પ્યારી; એવું ભાસેછે જોતાં કૃતિ તારી.
વદન કમળ આજ કરમાયું? શાને લાવે ચક્ષૂમાં અશ્રુવારી.
કારણ શું છે આ સ્થિતિ થવાનું? શીઘ્ર કહેવા તસ્તી લે પ્રિય
મારી. શોકમાં.

**ચંદ્રસેના—**(જનમો જનમ ગુન માનું મ તારો સખી. એ રાહ.)

પ્રિય પ્રાણ મમ પિયુ પીડિત કરોછો શું?
આજ નહીં ચેન પડે કો, નથી સખીઆં; પ્રિય.
અંગ ફરકયાં તે સત્ય છે બીના;
કલકલતાં'તાં પંખીઆં. કો નથી. પ્રિય.
માન સુકન થયા સહુ સાચા;
હજુ ફરકે મારી અંખીઆં. કો નથી. પ્રિય.
કષ્ટ કૂપે નહિ ફેંકી સિધાઓ;
કેવા વીધાતા લેખ લખીયાં. કો નથી. પ્રિય.

ગુરૂ ગોવિંદના મહીના.

**ચંદ્રસેના—** હરણ કરવા ન જાઓ, શિરના છત્રરે;
શુંછે પરવા મિત્રની? બિરાજો અત્રરે. હરણ
જુઓ બળીઆ ઈંદ્રજીત, ને કુંભકર્ણરે;
વળી અતિશય અસુરોને, પમાડયાં મર્ણરે. હરણ
સુતા સિંહને જાગ્રત કર્યે, ન હોય સારરે;
વિષધર છેડયાથી, અંતે આણે કાળરે. હરણ

આપને લાગેછે ખાળ, ન હશે તેવારે;
શાને હિંમત ધરોછો નાથ, તેને હરી લેવારે. હરણુ
તેના કાર્યો દર્શાવેછે એમ, નહીં કાઢો સારરે;
જુઓ દૈત્યો પહાડ રૂપ, સંહાર્યા અપારરે. હરણુ
મુતે થાય કુતર્કો વિશેષ, ભય અતિ લાગેરે;
માનશો નહીં તો માલમ, પડશે આગેરે. હરણુ
આ દારાની સ્વીકારો અરજ, રહોને આંહીરે;
સેવા કરો ત્રિપુરારીની, જવા દેઉં નાંહીરે. હરણુ

**મહિરાવણ—** શિખરિણીવૃત્ત.

પ્રિયા મારી શાંતિ, સકળ સુખ ખોવા ત્યજ નહીં,
હરી ખ બાળો ને, નિજ સદનમાં આવિશ અહીં;
અમાને તેમાંકો, અગિતકરથી નહીંતર તહીં,
સુતેલા બાળો તે, ઉચકી લઇ આવું પ્રિય સહી.
વળી સાથે બંધુ, અહી હદય ધારૂં ઝટ જવા,
પછીથી માતાને, અરપણુ કરીશું સુખી થવા;
કહે તું તે કાર્યો, સફળ થવા વાક્ય શુરના,
રજા દે હું જાઉં, ત્યજ વળી કુતર્કો સ્ત્ર ઉરના.

**ચંદ્રસેના—** સીતાજીના મહિનાનો રાગ

પ્રભુ આશુંરે થયું આજ, પતિનો નાશી ગયા;
હવે કેમ અત્ર હું કરીશ, કરો ને માત્તુ મયા. પ્રભુ.
દર્શાવી પોતાની જાત, મુદ્દલ નહીં માનિયું;
નિર્દય થઈ મારૂં દુઃખ, તેણે નહીં જાણિયું. પ્રભુ.
નહીં તેણે પ્રીતની રીત, જોઈ જરા અહીં;

કહેવાયેછે તે રાક્ષસ, તેને મ'ર આવે નહીં. પ્રભુ.
અરે ઈશ્વર ગુને તેં કેમ, આપ્યો આવો કંથરે;
પહેલો ન જાણ્યો મર્મ, દર્શાવ્યો પ્રેમ પંથરે. પ્રભુ.
જનુની ન કરાવ્યું કેમ, મુને વિષ પાનરે:
કેવા લખીઆ વીધાતા લેખ શૂન્ય ભાસે સ્થાનરે. પ્રભુ.
બચાવજો શંભુ મારો કંથ, અરજ સુણી મારડી;
કેમ કરૂં ભદ્રકાળી માત, સહાય ગારે તારડી. પ્રભુ.
હશે તે બાળો બળવાન, સ્વામી નહીં જાણુશે;
અન્યાયીનો કીધોછે પક્ષ, તેથી સુખ નહિં માણુશે. પ્રભુ.
જેવું લખ્યું નશીબ તેહ, થશે નક્કિ સત્યરે;
રાક્ષસ પતિ મારો કંથ, બાજ ચિંત્ત નિત્યરે. પ્રભુ.

## પ્રવેશ ૪ થો.

**અહિરાવણ—** ઈંદરસભાની ગજલ.

પરમમિત્ર કરો નહીં, દિલગીરી લેશ માત્ર;
શુંછે સત્તા શત્રુ કેરી, સ્થિળ કરૂં તેનાં ગાત્ર.
આપના અમો બંનેને, જાણો સેવક સદા;
દુઃખ સહેવા આપને, નહીં દઈએ કદા.
શુંછે તેઓ ગણુતીમાં? કહોને આપ સધ;
આજ્ઞા દ્યોતો અમો તેને, હરી જઈએ અધ.
કહોતો સર્વ વાનરોને, સંહારીએ આ વાર;
મિત્ર બંને આપના આ, ડરે નહીં લગાર.

**મહીરાવણ-** આર્યા વૃત.

મિત મત કરના સોચ, ઉનકા કુછ બલ સમજો મતી;
હમ લે જાવે ઉનકોં, સચ્ચા સહાય કરે કૈલાશપતિ. ૧

## अंक ३ जो    પ્રવેશ ૧ લો.

**હનુમાન-** જુઓ જુઓ વિપ્રે બીડી હામ. (એ રાહ)

સુણો સુગ્રિવને જાંબુવાન, અંજની સુત હું નો ખરોરે;
હરી ગયો દૈત્ય બળવાન, અંજની સુત. ટેક.
હનુમાન હોય સત્ય નામ; અંજની.
આણું કાળ દુષ્ટનો ધરી હામ; અંજની.
કદી અસ્ત પામે પૂર્વે સૂર; અંજની.
કદી કાયર થાય સહુ શુર; અંજની.
ફરૂં પૃથ્વિ તથા પાતાળ; અંજની.
શોધી શત્રુની ઉતારૂં ખાલ; અંજની.
ખોળું પ્રભુ વીરને નિરધાર; અંજની.
કરી પ્રતિજ્ઞા જાણો આ વાર. અંજની.
તમો છે આપણા આધાર; અંજની.
થોડા રોજમાં લાવીશ આકાર; અંજની.
મેં લીધું તે પણ તે છે સત્ય; અંજની.
તમો રાખજો સંભાળ નિત્ય. અંજની.

### પ્રવેશ ૩ જો.

ઓધવજી સંદેસો કેહેજો શ્યામને. (એ રાહ.)

**સીતા—**સાંભળ કહું શું સખી પ્યારી ત્રુજને,
સિમ નથી રહી દુઃખ તણી આ વારજો;
દુરે રહી છું અત્રે તારા સંગમાં,
ક્યાં હશે મારા પ્રાણ તણા આધારજો. સાંભળ૦

પંચવટીમાં કર્યો હતો નિવાસ આમ,
ગયા'તા ત્યાંથી મારા સ્વામી શ્રીકાન્તજો;
દુષ્ટ દશાનન પાછળથી ત્યાં આવિયો,
યોગી કેરો વેષ ધરી નિરધારજો. સાંભળ૦
ભિક્ષા આપતાં મુને દુષ્ટે હરી લાધી,
મૂર્છીત થઇ'તી ત્યાં હું તો તે વારજો;
રસ્તામાં અતિશય મુઝાણી હું સખી,
લાવ્યો તે આ અશોકવન મોઝારજો. સાંભળ૦
ધીરજ નથી રહેતી અત્રે તો મુજને,
નથી હવે જય કેરી મુને આશજો;
મર્ણાધીન થયા છે અસુરો કેટલા,
અને અતિ યોદ્ધાનો થયો નાશજો. સાંભળ૦
ક્યારે થશે મારો આમાંથી છુટકો,
મેં તો કર્યોછે નિશ્ચય હવે એકજો;
દુષ્ટ પીડા આપે કદી અત્રે આવીને,
મરણ લહું પણ નહિં તજું સતી ટેકજો. સાંભળ૦
જન્મ ધરીને આ સૃષ્ટીમાં પ્રિય સખી,
સુખ પામે નહીં જે કરે નીતી ભંગજો;
નીજ સત રાખે તે લેખાએ શુદ્ધ સતી,
મારે નસીબ છોડાવ્યો પિયુ સંગજો. સાંભળ૦

**ત્રિજટા—** વેહેલા ઉઘાડોને દ્વાર, સદેવંત. (એ રાહ).

આવ્યોછે પાપીનો કાળ, સખી સીતા, આવ્યોછે પાપીનો. ટેક.
ધીરજ ધરને બેન તું, ધીરજથી સુખ સાર;

શું શક્તિ છે તેહની, થશે તેનો સઘ સંહાર. સખી૦
જો તે સતિને પીડશે, બળી ભસ્મજ થાય;
સતિને છોડી દુષ્ટ તે, સંતાઈ રેહશે ક્યાંય સખી૦
પ્રભુ કેરા સૈન્યમાં, વાનર જે બળવાન:
ત્વરાથી દશાનને, મારશે તે સત્યજ જાણ. સખી૦

ત્રિજટા— છપ્પો.

સતિ તો તારૂં નામ, સતિત્વજ તારૂં સાચું;
અમાપ છે તુજ સત્ય, જોઈ અતિ હું રાચું.
ધન્ય સતિ તણો જન્મ, ધન્ય તેની માતાને;
સતિ દર્શેઅપકાર, પમાડે સુખ શાતાને.
ધન્ય ભૂમિ સતિના જન્મની, વસે જહાં તે ગ્રામને;
ઈચ્છિત ફળ મળશે તેહને, જપશે સતિના નામને.

સીતા— સોંહાનો કનરો.

ત્રિજટા વેગે તું જા સખી મારી, ખબર લાવને શાંત
થાઉં પ્યારી. ટેક.
સુવેળ પરના મુને સમાચાર, શ્રવણ કરાવ અતિ સુખકારી. ત્રિજટા
મન મારૂં મુઝાયે આણુને મહેર, છો જાણીતી તું હે જયકારી. ત્રિજટા

ત્રીજટા—(પ્રવેશ કરી) કુંવરી કુંવર મારાં લાડકાં (એ રાહ.)
સાંભળ સખી પ્યારી અરે! શું કહું હું વાત?
ધિ:ક છે દુષ્ટ દૈત્યને, ધિ:ક તેનીરે જાત. સાંભળ.
હર્યા અસુરા એ અત્રેથી, તુજ પતિ ને દિયર;
કહેણ માની રાવણ તણું, એવું સુણ્યું સહિયર. સાંભળ
અહિકાવતીના રાજાએ, આણ્યા હતા અત્ર;

તેણે સહાય કરી દુષ્ટની હરિયા શિર છત્ર. સાંભળ.
છે તે મિત્ર રાવણ તણા, ગણાયે બળવાન;
તેઓ દુષ્ટ કરશે હવે ન વસશે તેને ધ્યાન. સાંભળ.
લેખ વિધિના ના ફરે, સત્ય બેન તું માન;
પરિણામ સત ફળશે, તુટશે તેનો ગમાન. સાંભળ

**સીતા—** પિયુ ને તજાવનાર. (એ રાહ)

દુઃખદ આ સમાચાર સુણ્યા મેં આ વાર;
દુષ્ટ એવો કોણ હશે? હર્યા પ્રાણાધાર. દુઃખદ૦ ટેક.
નક્કી મુને ભાસે એમ, થાશે વિપરિત;
દુષ્ટ દૈત્યો અવિચારી, થયા છે ખચીત. દુઃખદ૦
સખી તેણે શાને સારૂ, કર્યું રે હરણ;
મંદ મતિ થઇ ખોયું, સુખનું ઝરણ. દુઃખદ૦
અતુલ્ય બળે પીડે છે, ત્યાગી સત્યસંગ;
નથી ડરતા તે દુષ્ટો, કરે નીતિ ભંગ. દુઃખદ૦
સખી મારે શું કરવું? કેવાં તેનાં કામ;
શિરછત્ર પ્રભુ પ્યારા, શરણ શ્રી રામ. દુઃખદ૦

## પ્રવેશ ૪ થો.

**મકરદ્ધજ—** ગીત.

મહારાજ આપનો હુકમ અમલ લાવું આ વાર;
શક્તિ નથી કોઇની, ઓળંગી આવવા પેલે પાર.

યારો સુતો શેર નિશંક જગાદે સિંહની. (એ રાહ)

મકરધ્વજ—ક્યોં આયા હો? કીનકે કારન? કહે દે બાત તું;
હનુમાનજી—ક્યા હૈ કામ હમારા? ક્યોંરે પુછના ચાત તું. ટેક

મકરધ્વજ- ઈધર ચોકી મેં કરતા હું, કીધર તું જાતા?
હુકુમકે તાબે નહીં હોતાહે, મિજાજમેં ખાતા. કથાં૦

હનુમાનજી--કયે અટકાતા તિર્થવાસીકો? કયાહે મુજસે કામ;
મત દુભ તુ તિર્થવાસીકો, મત લે મેરા નામ. કયાહે૦

મકરધ્વજ--આયાહે ચોરી કરનેકો, કરતા હે અભિમાન
અસત્ય નામ લે તિર્થવાસીકા, પડતી હે પિછાન કથાં૦

હનુમાનજી—સત્ય કહતા હું મૈ તોકુ, ભદ્રકાલી હે માત;
જાના હે ઉનકે દર્શનકો, મત લા ચિતમેં ભ્રાંત. કયાહે૦

મકરધ્વજ--તેરા પ્રપંચી ઉત્તર સુનકે, હો જાતાહું ચકિત;
ઉધર જાનેકી આપ કામ કયાં? કહે તું યથારિથત. કથાં૦

હનુમાનજી--મેરા ગુરૂસે મંત્ર શીખાહું, મૈ બહોતી દિન;
ઉનસે માકુ કામ આતીહે, કરૂં સબકો આધીન. કયાહે૦

મકરધ્વજ--દીખતા નહીં યહ અવનિ મેં, પુરૂષ એસા કોઇ;
ચલાજા ઈધરસે સત્વર, કયા રહાહે જોઈ? કથાં૦

હનુમાજી--સચ્ચ જાનાહે મહિકાવતી મેં; મત માકુ અટકાવ.
શક્તિ હોવેતો કરલે સામના, જોર તુજ બતલાવ. કથાં૦

મકરધ્વજ--નહીં હે આજ્ઞા મહિરાવનકી, પક્ષિ ભી નહીં જાય;
કોઇ નહીં જાતા ઈધરસેં, જાવે સો મરજાય. કથાં૦

હનુમાનજી—નહીં હે મહિરાવન ગીનતી મેં, કયા હે ઉનકા જોર?
જાઊં સધ મહિકાવતી મેં, તોડું ઉનકો તોર. કયાહે૦

મકરધ્વજ---અયે દુષ્ટ તું કયા બકતા હે? કયાં લે તોરકો નામ!
માર ડાલું મૈં જાનસે તોકું, ભેજું યમકે ધામ. કથાં૦

હનુમાનજી--જીતા નહીં છોડું અબ તોકું, સત્ય બાત તુ માન;
પહોંચાતા હું સધ સ્વર્ગમે, છોડદે અભિમાન કયાહે૦

**મકરદ્ધ્વજ—** **લાવણી.**

સુણો જલંધર આપ નીરંજનજી (એ રાહ.)

મુક્ત કૃપા કરકે સબ મુજકોજી, અબ આશ્રય હે તુમ્હારા;
સમજ કે દીન ક્ષમા માફ઼ દો, જીનસે હોવે સુખ સારા.
મોહ જાલ સંસારકી બુરીજી, ઉનકો કો' નહીં જીત શકે;
બડે બડે યોધ્ધે બી ફ઼સાયે, તો મેરી જૈસે કૈસે ટકે?
જો હુવા મેં બહોત મદોન્મતજી, આખર નિરૂપાય હુવા;
ઐસા નહીં અબ ગર્વ કરૂં મૈં, કૈસા પશ્ચાતાપ હુવા. સમજકે

**સાખી.**

પિતા મુજ હનુમાન જો, હોવે તો સબ મારે તુજકો;
છોડું ગર્વ નહીં હે ઉસસે, અબ હોગા કૈસા છુટકારા? સમજકે

**હનુમાનજી—**નાથ કૈસેં ગજકો. (એ રાહ)

નામ લહે હનુમંત સુખકારી, હું છું હજુ બાળ બ્રહ્મચારી. નામ.
પુત્ર કોનો કોણ માતાછે તારી? બતાવ જલદી શંકા થાય ભારી. નામ.
સઘ કહે શું નામછે તારૂં? પછી કહું તે કર કાજ મારૂં. નામ.

**મકરદ્ધ્વજ—** **ગીતી.**

પિતા કરોને વિશ્રામ, હમણા મમ માતુને અહિં લાવું;
તમ અંતરની શંકા, જાયકે તુર્ત હુકમ હું ઉઠાવું.

**લાવણી.**

**મકરી—**ખુશ રહો સનમજા મેરા બી દ તા બેલી. (એ રાહ)

શંકા શાને લહો? પ્રિય પ્રાણાધાર મારા;
હું છું તમારી નાર, સત્ય જાણો પ્યારા? શંકા.

પધાર્યાં સતિ સીતાની, ભાળ લેવાને જ્યારે;
પછી લંકા બાળીને આપ, તીરે આવ્યા ત્યારે. શંકા!
સમુદ્રની માંહે પૂછ, બોળવાને માંડ્યું;
તે વેળા તેણે અરજ, કરી જળ છાંટ્યુ. શંકા!
પૂછ કેરી અગ્નિ શાંત, થઈ જે વારે;
પરસેવાનું બિંદુ મેં, ગળ્યું હતું તે વારે. શંકા!
તે કારણથી પ્રસવ, આ પુત્રનો થયો;
પાર પછી આ સુત, અહિ મહિ પાસે રહ્યો. શંકા!

## ગીતિ.

નામ મકરધ્વજ સુત, પાડયું મેં મકરિયે ઘણી પ્રીતે;
આ સુત છેજ તમારો, ભકિત કરે તમ તણી પ્રેમે નિત્યે.

## પ્રવેશ ૫ મો.

**લક્ષ્મણ**---લાવણી (મુઝે છોડ ચલા બનજારા.)

શાને ગભરાઓ જેષ્ટ ભ્રાતા, આપ છો ત્રિભુવનના ત્રાતા ટેક.
જુઓ ઇંદ્રજીત, કુંભકર્ણ, તેઓ સત્વર પામ્યા મરણ;
તે મહા યોધ્ધા કહેવાતા, આપ છો ત્રિભુવનના ત્રાતા. ૧
વળી રાવણ જે બગીઓ રાય, માગી મહિરાવણની સહાય;
તેથી તેને ચિન્તે નથી શાતા, આપછો. ૨
નલ, નીલ, જાંબુવાન, તથા સુગ્રિવને હનુમાન;
એ શુરા આપના પ્રખ્યાતા, આપછો. ૩
ભક્ત વિભિષણ જેવા, આપનો પક્ષ કરેછે સુરા એવા;
તેઓ આપને જાણેછે દાતા, આપ છો. ૪
એવા યોધ્ધા છે આપની પાસે, તેથી દૈત્યો ડરીને નાસે;
માટે ધીર ધરો રામ ભ્રાતા, આપ છો. ૫

ચંદ્રસેનઃ--- મેવાડો.

અશરણ શરણ અભરા ભરણ, અર્જ ઉરે ધરો દયાલ. ટેક.
મેં જે ઇચ્છ્યો મન થકી તે, પ્રભુ તું મુને આપ;
અખુટ આયુષ્ય એહનું કરી, ભાવે ભવ કષ્ટો કાપ. અરજ.
આ રતી પતિ છે સ્વામી મારો, રક્ષા કરો દીન રાત;
મન વચન કાયે કંથ થાપ્યો, તેથી ભગવશો તાત. અરજ૦
પરમ કૃપાળુ છો પ્રભુ આપ, ના કરશો રે નિરાશ;
દાતા સહુના દાતા છો એક, પુર્ણ કરો મગ આશ. અરજ૦
મળવા કંથથી હોંશ ઘણી છે, જેવું જળથી મિન;
દયા સિંધુ આ અરજ મારી, સ્વીકારો જાણી દીન. અરજ૦

વસંત તીલકા.

દાતા દયાળુ મુજને, સહુ સુખ આપો;
હું વીરહી પરકૃપા, કરી કષ્ટ કાપો,
સ્વામી કીધો પ્રિય, અતિ કર મ'ર માતા;
તેને સહાય કરશો, અવિનાશી ત્રાતા.

પ્રવેશ ૬ ઠો.

હનુમાનજી---પડ્યું વિખુટો પ્રિયા સંયોગથી તારા. (એ રાહ.)
ખોળી થાકયો સહુ સ્થળે, નહીં મળ્યા મહારાજ;
મળ્યા ન પ્રભુ તેથી હવે, શોધું કંઇ ઈલાજ. ખોળી૦
હરણ થયું જ્યારથી, ત્યારનો ભમું;
માટે દર્શન ઘો પ્રભુ, હું આપને નમુ. ખોળી૦
દુષ્ટ મહિરાવણ તણે, જલદી ગહેલે જઈ;
કાર્ય થાય જો દેવીના, મંદીરમાં સંતાઈ. ખોળી૦

માટે હવે સત્વર જવું, જોઇએ મારે;
મકરધ્વજે કહ્યું હતું, સત્ય કિનારે. ખોળી૦

## अंक ४ थो. પ્રવેશ ૧ લો.

રામચંદ્ર } લક્ષ્મણ } બન્ને—દયાળુ દેવ કૃપાળુ તું ( એ રાહ. )

અંજની સુત હનુમંત તું;
દૈત્યો ડરાવે બહુ બહુ. અંજની સુત૦ ૧
સદ્ય આવી સહાય કરજે;
તુને દેખી નયન ઠરશે. અંજની સુત૦ ૨
પડયા બંધનમાં બેઉ ભ્રાત;
દૈત્યો સંહાર થઇએ શાંત અંજની સુત૦ ૩
આપેછે દેવીને બળીદાન;
ભયંકર લાગે આ સ્થાન અંજની સુત૦ ૪
જો નહીં આવ જલદી ભ્રાત;
વિપરીત થાશે ખરેખાત. અંજની સુત૦ ૫
રાક્ષસ પતી મહિરાવણુ;
ને તેનો બંધુ અહિરાવણુ. અંજની સુત૦ ૬
નિર્દય બંને નલાવે દયા;
અમા નિરૂપાયે અત્રે રહ્યા. અંજની સુત૦ ૭
પુચ્છેછે તે અમારી ધાત;
સત્ય લેખજે તું આ વાત; અંજની સુત૦ ૮
તેથી વેગે આ ધામે આવ;
ભુજ હસ્તો અસુરોને બતાવ. અંજની સુત૦ ૯

## સોરઠો.

હે બંધુ હનુમાન, હવે તું સઘ આવને;
તું છો અતિ બળવાન, તુજ પરાક્રમ દર્શાવને.

રામચંદ્રજી } બંન્ને ગીતિ.
લક્ષ્મણજી }

હેની માતાતારે, અમા બાળકો શરણે આવારે;
એક આરારો તારો, પામીશું વિજય તુજ આધારે.

**લક્ષમણજી—** નાગનકે બચે નાગ ઉરસે પ્યારના કરના. (એ રાહ)

આશો જણાયેછે ભ્રાતા, નવીન ચમત્કાર.
વિશેષ મહિરાવણો શાથી, થાયેછે આવાર. ટેક.
એ મરતો નથી કેમ? એને કોનોછે આધાર?
બાણ અતિ લાગ્યા છતાં, ડરે નહીં લગાર. આશો.
કદી અનહદ પડે આમ, તેની ઉપર પ્રહાર;
તોપણ તેનો થાશે નહીં સત્ય કહું સંહાર. આશો.
માટે તેના મત્યુ તણો, પત્તો આણી આકાર;
કામ સિદ્ધ કરીને જઇએ, જલદી પેલે પાર. આશો.

## પ્રવેશ ૨ નો.

**મકરી—** લાવણી. મુઝે છોડ ચલા બનઝારા. એ રાહ.

તેના જન્મ ચરિત્ર તણો પ્યારા વૃતાંત સુણો સ્વામી મારા. (ટેક.)
જ્યાં બેઠા'તા ભૃગુ તપધારી, ત્યાં આવી અપ્સરા નારી;
ત નમી નહીં ઋષિ સુખદાતા, વૃતાંત સુણો. તેના જન્મ.
તેથી શ્રાપ ઋષિયે દીધો ભારી, "તું સર્પણી વિષ ધર નારી;
વશી વને સહેસે દુઃખ અપાર", વૃતાંત સુણો. તેના જન્મ.

અતિ ક્ષમા માગી તે નારે, ' હું જાતું શાને આધરે ?
મહારાજ આપ નિવારો મારા," વૃતાંત સુણો. તેના જન્મ.
ઋષિ શિર વર આપી કષ્ટ કાપ્યું, ક્ષણુ શાર રંભા રૂપ આપ્યું.
તેથી ભાનુ ઉરે વરીને દારા, વૃતાંત સુણો. તેના જન્મ.
તેનાથી બે પુત્રો થયા, જે આપે અત્રે કહ્યા;
મૃત્યુ તેની પત્નીથી મળે પ્યારા, વૃતાંત સુણો. તેના જન્મ.

## ગીતિ.

ચંદ્રસેનાની પાસે, મહિરાવણનું મરણછે આ વાર;
તેને ભોળવવાથી, કાર્ય આપનું થશે પ્રાણાધાર.

## પ્રવેશ ૪ નો.

**દાસી–** કહુંશું નરીબ દુખીઓ કીધાછે. (એરાહ)
રામ લક્ષ્મણનું બળીદાન દેવા; લઇગયા માતુને મંદીરે જેવા. રાગ ટેક.
ત્યારે તમોએ મળી સ્તુતિ કીધી; દેવીમાંથી પ્રગટયા હનુમંત દેવા.
તરત ઉઠી અહિ રાવણ માર્યો; તેથી કોપ્યા મહારાજ શુર જેવા.
પછી માહારાજે સૈન્ય મંગાવ્યું; હજુ લડે છે શુરાઓ યશ લેવા.

**ચંદ્રસેના–** ગરબી. માર રે સ્વામી બોલો ને વાલા. (એરાહ)

સાંભળ, શુંરે વાત કહું દાસી,
રામ દર્શન નીરે હુંપ્યારી. સાભળ. ટેક
સુરત જોઇરે લગની લાગી,
અંતઃ કરણ નીરે પ્રીતિ જાગી. સાભળ.
તેના પરરે મારૂં મન માહ્યું,
વિયોગ દુઃખ જાય નહીં રે સહ્યું સાં૦
દીન બંધુ સહાય કરજોરે;

તેને ચિત્તે શાંતિ ધરજોરે     સાંગળ.
ભદ્રકાળી મહેર લાવોનેરે;
તમ બાળોને બચાવોનેરે.     સાંભળ.
મનરે મારૂં તેના રૂપે ચોર્યું;
કામ બાણેરે કાળજું કોર્યું.     સાંભળ.

**દાસી—** અરે લાલદેવ ઇસ તરફ દેખ આ. (એ રાહ)
અરે બાઈ શીદને વીલાપ કરો, માતુ કેરો આશ્રય દિલમાં ધરો.
રામને સહાય કરશે નકી, સહુશ્રેય થાશે ધૈર્ય થકી.
પતિ કદી ઇચ્છે રામની ઘાત, નક્કી બચાવશે ભદ્રકાળી માત.
માટે સત્ય ટેક બાઈ દિલમાં ધરો, વૃથા શોક શાને આપકરો.
મારી અરજ ઉરધરી શોચ તજો, માતુના આશ્રયે દેખશો મજો.

**હનુમાનજી.** ઓખા હરણની રાહ.
બાઇ રામચંદ્ર પ્રભુ મારા, જેછે તમોને પ્રાણથી પ્યારા.
તેહનું સ્મરણ કરતા'તા તમ, તે બહાર રહી સાંભળ્યું'મં.
તેથી હિંમત આવવા આવી, મોકલ્યા તેણે મુને કાવી.
"કોઇ નથી અહીંઆ અગારૂં, ભારે કામ પડ્યું છે તમારૂ.
તમો શુભેચ્છક છો અમારા, માથે પડયા છે કષ્ટના ભારા.

**ચંદ્રસેના.** એવું મારા વીરાશુંછે કામ જેથી થાયતમોને વિશ્રામ.
મારાથી થશેતો નક્કી કરીશ, નહીંતો કહેવાને હિંમત ધરીશ.
હનુમાનજી—" અમને દેખ્યા ઘણા દૈત્યો નારયા, પણ બચાવાની
નથી અહિં આશા.
તેથી કાયર થયા છૈયે અમો, આવ્યો હવેતો મૃત્યુનો સમો.
જો ખબર હોય તેની તમને, તો બતાવો મૃત્યુ તેનું અમને."

ચંદ્રસેના—કહું હું મરણ પતિનું મારા, પછી કેમ કાઢું દિન દુખીઆરા.
કદાચ મૃત્યુ બતાવું તુજને. જો એક વચન મળ મુજને.
મારે મહેલે રામને લાવી, આપે તો કાર્ય દઊં પતાવી.
જો નક્કી તમારાથી થાય એ કામ, તોતો મૃત્યું બતાવું આ ઠામ.
હનુમાનજી—સત્વર વચન આપુંછું એમ, પ્રભુને લાવવા કીધો નેમ.
તે પ્રતિજ્ઞા છે સત્ય મારી, હું શું ઝાઝું વદું વધારી?
હવે કહોને બાઇ અત્રે, ઝાકલ્યોછે ગુને શીરછત્રે.

હરિ ગીત વૃત.

ચંદ્રસેના—ભ્રાત હે હનુમાન કહુંછું, છે મૃત્યુની વાત આ;
તે એક ચિત્ત સાંભળીને, પછીથી તું શાંત થા.
એક સમે તપ અતિ કરીને, પ્રસન્ન કીધા શિવને;
કહી વાત અમૃત કુંડની ત્યાં, અમર કરવા જીવને.
રક્ષા કરે ભ્રમરો બહુ ત્યાં, સુધા લેવા કુંડથી;
વૃષ્ટિ કરેછે રૂધીર પર તે, અમર રહેછે તે થકી.
તે કુંડ તાળે ત્યાં કરો જઇ, ખાળો સુધા લાવતાં;
તેમ નહીં કરો તો વિલંબ, થશે મ્રત્યુને આવતાં.

ગીતિ.

હનુ૦—સાચું કહ્યું તેં બાઇ, એ પ્રમાણે કરશું અમ ખચીત;
કામ અમારૂં સાધી, પ્રભુને લાવીશ સત્યછે તુજ પ્રીત.

## પ્રવેશ ૪ થો.

રાક્ષસ— કાવ્ય અથવા રોળા છંદ.

આયે રહે તું ખડા, કીત્તર ત્વરાસેં જાતા?
આજ્ઞા નહિં કીનકોં, જોરસેં કયોં તું ધાતા?

આજ્ઞા શિર ઉઠાલે, કહા માન્ય કર મેરા;
ઈશ્વરસે જા પીછા, મૃત્યુ હોગા સચ તેરા.

## પ્રવેશ ૫ મો.

**દાસી**—કામઙે દૃષ્ટ વિકારી, આહા પ્રભુ. (એ રાહ.)

શું બાઈ એ વાત વિચારી, હર હર શું બાઇ એ વાત વિચારી. ટેક.
અતિ બળવાન ઈંદ્રને જીતે, તેને છંડી ઇચ્છે બાળથી પારી.
યોગ્ય સ્વામી મહિરાવણ કેરૂં, કહ્યું મૃત્યું થવા દુખીઆરી. હર.
અનુચિત કાર્ય કર્યુંછે તેથી, થશે જીંદગી અંતે અકારી. હર.
નીતિભંગ કેમ પ્રભુ ક્ષમા કરશે? નક્કી નહીં બને હિતકારી હર

# અંક ૯ મો.

## પ્રવેસ ૧ લો.

**રામચંદ્ર**—કુંવરી કુંવર મારાં લાડકાં. (એ રાહ.)

આ શું અહીંઆં થાયછે? અજાયબ ચમતકાર!
મહિરાવણમાંથી બીજા, થાયે અપરંપાર. આશું ટેક.
બાણ ઘણા મારિયે છિએ, તોપણ મરે નહીં તેહ;
વળી બીજા ઉત્પન થાયે, ઘણી નવાઇ એહ. આશું.
આપણે આશ્રય કોનો લેવો, ક્યાં જઇ વસવું ભ્રાત?
શું થાશેને જય કેમ મળે, તે વિશે રહેછે ભ્રાંત. આશું.
આ અસુરો નહીં જીતાયે, ઉલટો આણ્યે કાળ;
હનુમંત હજુ નહીં આવિયો, લાવશે તેની ભાળ. આશું.
મુને ગમ કાંઇ પડતી નથી, બંધુ સત્ય તું જાણ;
જો મૃત્યુ દૈત્યનું થશે, તોતો થાશે હાણ. આશું

**લક્ષ્મણ**—મુઝે છોડ ચલા બનઝારા (એરાહ.)

ધરી ધૈર્યને સાવધ થાઓ; નહીં જયેષ્ટ ભ્રાતા ગભરાઓ. ટેક
રાખો ભરૂંસો એ ભારી, સહાય કરશે તે હિતકારી;

ચિતે ઉમંગ ધરી જશ પામ્યો, નહીં જેષ્ટ ભ્રાતા. ધરી૦
આ દુષ્ટ કેરો કાળ આવ્યો, તેથીજ તે હરી લાવ્યો;
ગારેનહીં શંકા ઉર લાવો, નહીં જેષ્ટ ભ્રાતા. ધરી૦
ઘણા અસુરોને સંહાર્યા, કાંઈક દીનનાં કારજ સાર્યાં;
નહીં દુષ્ટથી કાયર થાઓ, નહીં જ્યેષ્ટ ભ્રાતા. ધરી૦
અહીરાવણને દેવી મકાન, માર્યા હનુમંતે કેવો બળવાન;
લાવ્યો બાળ તે સાવધ થાઓ, નહીં જ્યેષ્ટ ભ્રાતા ધરી૦

**મહિરાવણ**—પીયુને તજાવનાર વેરી અલંકાર (એ રાહ.)

શંભુ કેમ કોપ થયો ? તારો દીનપર;
ભય અતી લાગે મુને, ધ્રુજું થરથર. સભું૦

અપરાધ ક્ષમા કરોછો, જોડુંછુ હું હાથ;
વરદાન ફરે કેમ શંભુ ભોળાનાથ. શંભુ૦

મણુતો'તો છે બાળકો, નથી કાંઇ એમ;
આણુશી તે મૃત્યુ માર, રાખો શંભુ ક્ષેમ. શંભુ૦

વાનરે હનુમંતેતો, કીધું ભારી કામ;
મમ પ્રીય બંધુ તેજ, માર્યો ધરી હામ. શંભુ

વળી મમ મૃત્યુ લાવ્યો, નક્કી ભાસે એમ;
નિપજ્યા હતા જે તેઓ, મુઆ હશે તેમ. શંભુ
મમ કાળ કેરી બાળ, મળી તેને આજ;
બચવાને માટે હવે, કરવો શો ઇલાજ. શંભુ૦
શરણ શંભુ તણું છે, કેવો થાયે કેર;
દીનાનાથ દીન પરે, લાવો આપમ'ર. શંભુ૦

નારાયણ નરસીંહ નરોતમ. (એ રાહ.)

વિશ્વાસ ન કરશો કોઈ બીયાનો;
તે જાત વિશ્વાસ ઘાત કરેરે. વિશ્વાસ૦ ૧
દર્શાવો પ્યારજો કદી અનહદ;
તોપણ તે નહિં ચિત્ત ધરેરે. વિશ્વાસ૦ ૨

પ્રપંચથી વશ કરે પુરૂષને;
ભોળા કેરૂ તે ભાન હરેરે. વિશ્વાસ૦ ૩

ધારો હૃદયમાં આ દ્રષ્ટાંત સત્ય;
નીતિના ભંગથી તે ન ડરેરે. વિશ્વાસ૦ ૪

કુબ્જો આજ તાપ વિલાપમાં. (એ રાહ.)

કાર્ય વિપરીત કેવું થયું ! નથી પડતી કાંઈ ગમરો કાર્ય (ટેક.)
નિર્દોષ મારો મરાયો બંધુ, સ્ત્રીએ અઘટિત કીધું સંધુ;
સૌ તે પ્રતાપ અન્યાયના, ન જાણ્યા રામ પ્રભુ સમરે. કાર્ય૦ ૧
કાર્ય કીધું મીત્ર રાવણનું, તેમાં પડખુ શેવ્યુ અન્યનું;
નિંદ્રા વશ બંને ભ્રાતને, હરતાં ન વિચાર્યુ મંનરે. કાર્ય૦ ૨
ધિ:ક છે ત્રીયાની પ્રીતને, ધિ:ક તેની સ્વાર્થ રીતને;
તે પાપ પુણ્યને ન ગણે, ન જાણે નીતિ મર્મરે. કાર્ય૦ ૩
બંધુ ભોળો થાશી આવારે, શરણુ આવ્યા શંભુ તમારે;
વિભુ, ક્ષમા કરો પ્રાયશ્ચિતો, કોઇ નવ નીતિ ધર્મરે. કાર્ય૦ ૪

**હનુમાનજી**---સરકાર રજા દીજીએ જામીનગાર છું (એ રાહ.)

માફ કીજે માહારાજ જો, દોષ હોય મારા;
આપ વૃતાંત સુણો સર્વ, ઓ પ્રભુ પ્યારા. મ ફ૦ ૧

દુષ્ટ હરી લવ્યા જયારે, આપને અહીઆં;
જાગૃત થાતે મરબડ, થઇ રહી'તી ત્યાં. માફ૦ ૨

તેથી નીકળ્યો શોધવાને, લઈ પ્રતિજ્ઞા હું;
સમુદ્ર કાંડે લડાઈ કીધી, મકરદ્ધજ શું. માફ૦ ૩

હારી બોલ્યો અંતે તે, મુજ પિતા હનુમાન;
જો તે હોય તો મારે તુજને, સત્ય વાત માન્ય. માફ૦ ૪

મેં કહ્યું તુજ માત કોણ, તેડી અત્રે લાવ;
આવી મકરી સત્ય તેને કહ્યું, સત્ય તું દર્શાવ. મ ફ૦ ૫

"સમુદ્ર કાંઠે આવ્યા જ્યારે બાળી તમે લંકા;
પરસેવાનું બિંદુ ગળ્યું, નથી લહો શંકા. માફ૦ ૬
તેના પ્રતાપ કરી મુને, પુત્ર આ થયો;
તેણે મહિરાવણનો, સહુ હેવાલ કહ્યો. માફ૦ ૭
પછી દેવી તણે મંદીરે, રહ્યો તો છુપાઇ;
અહિરાવણ માર્યો દેવી, રૂપમા સંતાઈ. માફ૦ ૮
મૃત્યુ પુછવા કાજે ગયો, મકરીની પાસ;
તેણે કહ્યું મળશેજ, ચંદ્રસેનાથી ખાસ. માફ૦ ૯
તેથી ભુવન ગયો તેને, સુણ્યાં બોલતાં;
માહિત થઈછે તમને, જાણ્યું વાકયો બોલતાં. માફ૦ ૧૦
પ્રસિદ્ધ કીધું તેણે તેડી, લાવ રામને;
મૃત્યુ કહું કર પ્રતિજ્ઞા, લાવવા એમને. માફ૦ ૧૧
આપ્યું મેં વચન ત્વરાથી, તેને વખત એ;
નહિતો જય થાત નહિ, થાત સખત એ. માફ૦ ૧૨
એ અપરાધ ક્ષમા કરો, કહું શિરનામી;
સર્વ વૃતાંત જાણોછો, પ્રભુ અંતરજામી. માફ૦ ૧૩

## પ્રવેશ ૨ જો.

### દોડી.

**ચંદ્રસેના**—સ્વામી દર્શનથી થયો, જન્મ સફળ મારો;
ભૃથાર આપ્યો મુને, આભાર ઈશ તારો;
રાખજે અખંડિત, સ્નેહ આ અમારો. સ્વામી૦ ૧
પ્રાણનાથ કેરી, આરતિ હું ઉતારૂ;
શૌભાગ્ય રામચંદ્ર, કષ્ટ ગયું અમારૂં;
અંતઃકરણ આજ, પ્રફુલીત થયું મારૂં. સ્વામી૦ ૨
દીનાનાથ અર્જ કરે, ધરો ને આ મારી;
બાળોની અપુર્ણ આશા, કરો ભદ્રકાળી;
પ્રાણનાથ માટે કરૂં, ભોજન તૈયારી. સ્વામિ૦ ૩

પિયુને તજાવનાર વેરી અલંકાર. ( એ રાહ. )

અરેરે આશો ગજબ? થયો દીનપર;
વજ્રનો પલંગ ભાગ્યો, શથી હરહર.
નક્કી કાંઇ દગો દીધો, મુને હનુમત;
તેમાં નહીં શંકા લેશ, અરે ભગવંત.
હવે રામચંદ્ર નહીં, ગ્રહે મારો હસ્ત;
પતિ પણ મુઓ મારો, સુખ સૂર પામ્યો અસ્ત
પ્રભુ તેં આ શુંરે કર્યું? દેવ છે અકળ:
મારે આશ્રય લેવો કોનો? લાગ્યો દાવા નળ.
ઓ શંકર ભોળાનાથ, કેવાં આ નશીબ;
કામ કષ્ટ નહિં સહેવાય, થઇ હું ગરીબ.
શરણુ તમારૂં શંભુ, સહાય થાઓ આપ;
રામચંદ્ર ગ્રહી મુને, કાપો પરિતાપ.

## લલિત.

અરર શું અહિં યુક્તિ હું કરૂં; અનળ લાગિયો, કેહના ધરૂં.
સરત મેં કરી, જાણીશું અરે? ખબર ના કરી, કામ ના સરે.
સુખ સહુ થયાં, સ્વપ્ન આ ભવે; સહન શક્તિ તો, રઇ નથી હવે.
જરૂર જાણજો, રામચંદ્રજી; દુખી ચકોર છે, અરત ચંદ્રથી.
ખચિત તેમ હું, સૃષ્ટિ નાથરે; થઇ ખરે હવે, હું અનાથરે.
અરજ દીનની, ઉર ધારીને; દુઃખી કરો નહીં, દુઃખીયારીને.
મરણનો મુને, ઘો નહીં સમો; પતિ મુઓ વળી, ના ગ્રહો તમો.
અસત જો વદું, તે ક્ષમા કરો; જગતમાં હવે, આપ આશરો.

**રામચંદ્ર**—જુઓ જુઓ વિપ્રે બીડી હામ. ( એ રાહ )

સાંભળ હે તું કામીનાર, વૃતનો ત્યાગ નહીં કરૂં રે;
કદી નહીં કરૂં તારો સ્વીકાર, વૃતનો ત્યાગ નહીં કરૂં રે.
મારૂતિનું પાળવા વચન, વૃતનો ત્યાગ;

તેથી આ.બો તુજ ભુવન, વૃતનો ત્યાગ.
કદી પશ્ચિમ પ્રગટે ભાણુ, વૃતનો ત્યાગ;
કદી પાણી રૂપ થાયે પાણુ, વૃતનો ત્યાગ.
કદી ચૂર ચુરા થાય શરીર, વૃતનો ત્યાગ;
કદી કાયર થાય રણધીર, વૃતનો ત્યાગ.
કદી સાગર જળ સુકાય વૃતનો ત્યાગ;
રંભા દેખી ઋષિ લલચાય, વૃતનો ત્યાગ;
આ ભવે ન અવર કોનાર, વૃતનો ત્યાગ;
છે જાનકીજી પ્રાણાધાર, વૃતનો ત્યાગ;

**દાસી—**હાડાજી શું કરો સાહસ આ. (એ રાહ)

રામચંદ્ર કરો ન આપ આ, કોપ દીન દારા પરેરે. ટેક.
છળ ભેદથી સાધ્યું સ્વાર્થનું કામ; હવે છંડો તે નથી યોગ્ય ખરેરે.
રામચંદ્ર—૧
જેવી દર્શાવીછે સ્વાર્થની રીત; તેમ નહિ ન્યાયવંત કરેરે.
રામચંદ્ર – ૨
જો નહિ કરો કદી તેનો સ્વીકાર; તો આપ દર્શનની પ્યાસી ઝુરી મરેરે. રામચંદ્ર – ૩
માટે ઘોસઘ દયાળુ આપ ધૈર્ય; જેથી મારીબાઇ શાંતિ ચિત્ત ધરેરે રામચંદ્ર—૪

**ચંદ્રસેના—** (જનુની જીવોરે ગોપીચંદની.) એ રાહ.

હું શું વદુ આ મુખે કરી, કીધું અઘોર મેં પાપજી;
મૃત્યુ બતાવ્યુ મારા નાથનું, થાએ કેટલો પરિતાપજી;
શરણુ હવે શંભુ આપનું ૧
હું રે દુષ્ટ અભાગણી, ન ગણ્યો નિતી ભંગજી;
પુર્વ ભવે રે પાપ શાં કરયાં, લાગેછે જવાળા અંગજી;

શરણુ હવે શંભુ આપનું ૨
અનુચિત્ત કર્મ ઘણું કીધુ, લજવ્યા દ્રુપકુળ સાથજી;
હવે ઠગ કામને માગુ હું, ભજું એક અવિનાશી.
નાથજી; શરણુ હવે શંભુ આપનું ૩
કોઇ ન થશો જગમાં નારીઓ, નિર્દય કામને વશજી;
થશો તો સહેશો કષ્ટ નર્કના, ખોશો પતિવ્રત જસજી;
શરણુ હવે શંભુ આપનું ૪
મુને પશ્ચાતાપ થાય છે, એવો કોઇને નહિ થાયજી;
સતી તણો ધર્મ એજ છે, પ્રભુ કે પતિની લે સાય'જી;
શરણ હવે શંભુ આપનું. ૫
સ્વામિ ખોયો મેં હાથે કરી, તેમ ન કરશો કો નારજી;
રૂડો ભુંડો કંથ હોય તે, ગણવો પ્રાણાધારજી;
શરણુ હવે શંભુ આપનું. ૬
એક ધિઃકારી બીજો ના ગ્રહો, તેમાં અતિશય પાપજી;
માતુ ધરા ક્ષમા મુજને, દીન જાણીને દ્યો આપજી;
શરણુ હવે શંભુ આપનું. ૭

**રામચંદ્રજી--** ઉપલી રાહ.

વૃથા શોક તું તજી દે, કેમ ત્યાગીએ નિજ પણજી;
ઇશ્વર આરાધાન વીના, ન ગુણાવીશ ક્ષણુજી;
કૃષ્ણા અવતારે નક્કી ગ્રહીશ. ૧
અસુરો ને મારવા, ધર્યો આ અવતારજી;
આવે બાને તેને મારીયો, નથી તવ દોષ અપારજી;
કૃષ્ણા અવતારે નક્કી ગ્રહીશ. ૨
માટે નારધાર ધૈર્ય તું, વિધિયે લખ્યુ થાયજી;
એમાં કોઇનું નથી ચાલતું, કો દિન થશે ઇશ્વર સહાયજી;
કૃષ્ણા અવતારે નક્કી ગ્રહીશ. ૩

**ચંદ્રના--** પિયુ મારા વચને પળનારે; ( એ રાહ. )

પ્રભુ મારી અરજ ઉર ધરજોરે, રામચંદ્રજી મેર કરજો;
ત્રિભુવન પતિ સત્વર આપના, વચન પ્રમાણે પળજોરે. ૧
કૃષ્ણા અવતારે દયાળુ નાથ, સત્વર મુને વરજોરે. પ્રભુ. ૨
અપરાધ સકલ ક્ષમા કરીને, અસહ્ય સંકટ હરજોરે. પ્રભુ. ૩

**સર્વ પાત્રો—** ભૂપ કલ્યાણ

જય જય જય, વિજય વિજય વિજય !!
રઘુવીરની કૃપાએ, જય જય જય. !!! (ટેક.)
અહીમહિનું આખ્યાન, સુણ્યુ આપે જેહ;
અન્યાય અનીતી સેવવાથી, પડ્યો તેહનો દેહ, જય.
એવા અન્યાયીનો નવ, કરે કોઇ પક્ષ;
અયોગ્ય કીધું તેની ક્રિયાએ, હશે આપને લક્ષ. જય.
જુઓ ચંદ્રસેનાએ કીધો. પવિત્ર નીતિ ભંગ;
અંતે તે પરતાણી, ના કર્યો પ્રભુએ સંગ. ? જય
હનુમંતે જુઓ કેવાં, કીધાં રૂડાં કામ;
જુઓ લક્ષ્મણજીની પ્રતિ, ભ્રાતા એનું નામ જય.
અનીતિ કિલ્લો તોડવાને, આપો નીતિ ન્યાય;
આર્યો રાખે શુદ્ધ વતિ, કરો કૃપાળુ સહાય. જય.
કષ્ટ કાપ્યું ભર્ત ભૂમિનું, માનીયે આભાર;
સુખ દુઃખ સમે એક, ઇશનો આધાર. જય.
આ આખ્યાને આવી હોય, ખામી ખોડ અપાર;
મંદ મતિ જાણી ઉરે, લેશો ના લગાર. જય.
મહાન્ કૃપાળુ ઈશ્વરા, દોષ કરો સહુ માફ;
જ્ઞાન ગુણ બક્ષીસ આપો, રે'વા અંતર સાફ જય.



# નિચેની જાહેર ખબર લક્ષ દઈને વાંચો

સર્વે સદગૃહસ્થોને વિનંતી પુર્વક જણાવું છું કે આ પૃષ્ટ માં બતાવેલી બુકો નીચે લખેલા સખસો પાસેથી મળશે. જેને મંગાવવી હોય તેને પોષ્ટપેડ કાગળ લખી મંગાવી લેવી નાટપેડ કાગળ લેવામાં આવશે નહીં ટપાલ ખર્ચ જુદું.

| ચોપડીઓના નામ. | રૂ. આ. પા. |
|---|---|
| આઢી ગઢી રાવણુ નાટક | ૦-૧૦-૦ |
| સુદર ગાયન | ૦-૨-૦ |
| વિજયી વનરાજ ગાયન | ૦-૨-૦ |
| સતી લીલાવતી ચરીત્ર ગાયન | ૦-૩-૦ |
| ભર્તુહરી ગાયન | ૦-૨-૦ |
| હરીશ્ચંદ્ર ગાયન | ૦-૨-૦ |

**અમદાવાદ**—શેઠ હરીલાલ મુલચંદ રતનપોળમાં શેઠની પોળ

**ભાવનગર**—સા મગનલાલ લક્ષ્મીચંદ આંબા ચોકમાં

બાપુ મેતાની શેરીમાં વરતેજના દરવાજે.

ગાંધી ભાઈચંદ ત્રીભોવનદાસ ઘોઘાને દરવાજે ભાયાણીના ડેલામાં.

**સહી. એચ. બી. એમ. કુંપની.**

અમદાવાદ અને ભાવનગર.